૭૮૬



"તમારાં ઘરવાળાંઓને નમાઝનો હુકમ કરો અને તમે
પણ તેના ઉપર કાયમ રહો." —કુર્આન હકીમ

# નમાઝની અકલી ખુબીઓ


—: પ્રકાશક :—

અબ્દુર્રહીમ મેનેજર, કુતુબ ખાનએ સાદેકીયહ, રાંદેર.

આવૃતિ ૧ લી
પ્રત ૧૦૦૦

જમાદીઉલ
આખિર
૧૩૪૮ હી.


મા. ઇબ્રાહીમ કાસિમ બસા સાહેબ તરફથી તેમના વાલેદ
સાહેબ તથા વાલેદા સાહેબાની રૂહોને સવાબ પહોંચાડવા
માટે ભેટ.

# પ્રસ્તાવના.

## ખુદાના નામની બરકતથી શરૂ કરૂં છું જે બેહદ મહેરબાન અતિશય દયાળુ છે.

સર્વ તારીફ અલ્લાહ તઆલા માટે છે જે પાલનકર્તા છે બધી દુનિઆનો અને આખેરતની ભલાઇઓ મુત્તકી (અલ્લાહથી ડરનારા) લોકો માટે છે. અને બે હિસાબ દરૂદ અને સલામ તેના રસુલ હઝરત મોહંમદ સલ લલ્લાહો અલયહે વસલ્લમ, આપની આલ, અસ્હાબ બધાઓ ઉપર થજો.

એ પછી મુસલમાન ભાઇઓની ખીદમતમાં અરજ કરવામાં આવે છે કે જ્યારે નમાઝની અકલી ખુબીઓ નામનો લેખ જેનો ઉરદુમાં તરજુમો હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ મોહંમદ અશરફઅલી સાહેબ મદ ઝિલ્લોહુ એ કર્યો છે તે મારા જોવામાં આવ્યો ત્યારે હું ઘણો ખુશ થયો અને તેનો ગુજરાતીમાં તરજુમો કરવાનો વિચાર આવ્યો. અને અલ્લાહનો જેટલો શુકર કરૂં તેટલો ઓછો છે કે તેણે

પોતાના ફઝલો કરમથી આવા અતિ ઉપયોગી લેખનો તરજુમો આ ખાકસાર નાચીજથી પુરો કરાવ્યો. મહેરબાની કરી એને ધ્યાન પુર્વક વાંચો અને નમાઝમાં શું શું હિકમતો છે તેથી વાકેફ થાવ અને બીજા ભાઈઓ તથા બહેનો જેમને વાંચનાં આવડતું ન હોય તેમને વાકેફ કરો. બલ્કે ગેર મુસ્લિમોને પણ સંભળાવો અને વંચાવો જેથી તેઓ ઇસ્લામી પ્રાર્થના કરવાની ઉમદા રૂદીથી માહીતગાર થઇ કદાચ મુસલમાન થાય અને એ રીતે તમારી તબ્લીગી ફરજ અદા કરીને સવાબે દારેન હાસેલ કરો. જે ભાઇઓ સુસ્તીથી નમાઝ ન પઢતા હોય તેઓને જોઇએ કે નમાઝ પઢવી શરૂ કરી દીએ અને પાબંદીથી જમાઅતની સાથે પઢયા કરે ખાસ કરીને કોમના દીની આગેવાનો જો એ.ની ઘણી કાળજી રાખશે તો ઉમેદ છે કે આમ લોકો તેમનું અનુકરણ કરીને પાકા નમાઝી બને. જ્યારે કોમ પોતાના આગેવાનોને કોઈ કામમાં બે પરવાઇ કરતાં જુએ છે તો તેઓ તેને સાધારણ બાબત સમજી તેની જોઇએ તેવી સંભાળ લેતા નથી. એટલે તેમનો પણ થોડો ઘણો બોજો આગેવાનો પર પડે છે. જે લશકરના જનરલો ચુસ્ત અને ચાલાક હોય છે તે લશકરમાં તમામ બાબતનો બંદોબસ્ત અને વ્યવસ્થા સારી હોય છે. તેથી ઉલટું જો જનરલો નબળા અને સુસ્ત હોય તો લશકરમાં અવ્યવસ્થા અને બેદીલી હોય છે. તો તેમાં મોટા ગુન્હેગારો જનરલોજ ગણાય છે.

અફસોસ ! મુસલમાનોને અલ્લાહે હાકેમ બનાવ્યા હતા. પરંતુ આજે તેઓ ધાર્મિક મોટી મોટી બાબતોને છોડીને તેની સજામાં મહકુમ બન્યા છે. અને છતાં હજુ તેઓ પોતાની ઘોર નિંદ્રામાંથી જાગ્રત થતા નથી. ખુદા તઆલાએ કુર્આન મજીદમાં ફરમાવ્યું છે કે "જ્યાં સુધી કોઇ કોમ પોતાની હાલત બદલતી નથી ત્યાં સુધી

ખુદા તેમની હાલતને બદલતો નથી." કુર્આને પાકનો શબ્દે શબ્દ ખરો છે, જ્યારથી મુસલમાનો પોતની દીની બાબતો અને રીત રીવાજો છોડતા ગયા ત્યારથી તેમની પડતી થવી શરૂ થઇ અને આજે ચો તરફથી આપણે મુસીબતોના વાદળોમાં ઘેરાયલા છીએ એવા વખતમાં હિમ્મતથી કામ લઇ અલ્લાહ પર પૂરો ભરોસો રાખી દીનના સાચા આલેમો અને નબી (સલ.) ના ખરા નાયબોની આગેવાની નીચે બંધારણ પૂર્વક કામ કરવાની આપણી ફરજ છે. અને નમાઝ જેવા દીનના એક મોટા થંભને તેમજ બીજી જરૂરી બાબતોને ઘણી કાળજીથી વળગી રહેવું જોઇએ.

છેવટમાં હું અરજ કરૂં છું કે જે સાહેબો આ કીતાબને વાંચે, તેઓ મારા માટે મારાં માબાપ, ઉસ્તાદ, દોસ્ત બીરાદર અને બધા મુસલમાનો માટે મગફેરતની દુઆ કરે.

રાંદેર તા. ૧૯ જમાદીઉલ અવ્વલ ૧૩૪૮ હી.

લી. ખાદીમે કોમ.

**મુન્શી મહમુદ કાસિમ.**



"તમારા ઘરવાળાંને નમાઝનો હુકમ કરો અને
તમે પણ તેના ઉપર કાયમ રહો."

# નમાઝની અકલી ખુબીઓ

નમાઝ ખુદા તઆલાની ઇઝ્ઝત અને મોટાઇની સાથે શરૂ થાય છે. અને એનો હેતુ બંદાનું અલ્લાહો અકબર કહેવું છે. અને તે વખતે જો નમાઝી મરદ છે, તો તે પોતાના કાનો સુધી હાથ ઉંચકે છે અને ઓરત છે તો પોતાના ખભા સુધી હાથ ઉંચકે છે. અલ્લાહો અકબર કહેવામાં પ્રથમ તો ખુદાની મોટાઇ જાહેર થાય છે. બીજું શહેનશાહી દરબારમાં જાણે કે સલામ અરજ કરી હાજર થવાની રજા માંગવામાં આવે છે. અને એ ઉપરાંત તેમાં એ વાતનો પણ ઇશારો છે કે બંદાએ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે તેનો માલેક જેના આગળ તે હાજર થયો છે તે સર્વ ચીજોથી મોટો છે. કોઇ પણ વસ્તુ તેની મોટાઇ અને બુઝુર્ગીને પહોંચી શકતી નથી તો જરૂરી છે કે પોતાના માલેકની ખીદમતમાં એવી રીતે હાજર થાય કે પોતાના દીલને તમામ સંબંધોથી પાક કરી લે ફરીતે દુનિયાના હોય કે આખેરતની ઉમદા ચીજોના હોય. અને બન્ને હાથોને ઉંચા કરવાનો પણ એજ હેતુ છે. જેમકે કોઇ માણુસની આગળ કોઇ ચીજ હોય અને તે તેનાથી હાથ ઉંચકીને મ્હોં ફેરવી લેતો હોય મતલબ કે નમાઝી માણસે એવું માની લીધું છે કે તેના આગળ સઘળી વસ્તુઓ હાજર છે અને એમ કહીને કે ખુદા પાક બધી ચીજોથી મોટો છે તે ખુદાના સિવાય બધી ચીજોથી

મોટો છે તે ખુદાના સિવાય બધી ચીજોથી હાથ ઉઠાવી લે છે અને તે એમ કહે છે કે હું ખુદાના સિવાય કોઇ ચીજને લેતો નથી. હું તેનેજ ઇખ્તીયાર કરૂં છું અને લો. હું મારી સઘળી દીલને પસંદ પડે એવી ચીજોને છોડી દઉં છું મેં તેના આલીશાન દરબારમાં હાજર થવાનો વિચાર કરી લીધો છે. મરદોની માફક કાનો સુધી હાથ ઉંચકવાને બદલે ઓરતો જે ખાભા સુધી હાથ ઉંચકે છે તેમાં એ વાતનો ઇશારો છે કે પોતાના જીવ પર કાબુ રાખવાની શકિતની બાબતમાં મરદોના કરતાં આરતોનો મરતબો જરા ઓછો છે. જાણે કે મરદ ઓરત બેઉ પોતાના મરતબાને પોતાની હાલત પરથી બયાન કરી રહ્યાં છે. તે ઉપરાંત ઓરતોને પોતાના હાથ ખભા સુધી ઉચકવાજ બસ છે તેમાં તેમના પડદાનો પણ ખ્યાલ રાખવામાં આવ્યો છે પછી તકબીર કહીને બંદો ગુલામોની માફક હાથ બાંધીને પોતાના માલેકની સામે ઘણાજ અદબથી ઉભો થાય છે. તેની નજર બીલકુલ જમીન તરફ લાગેલી છે. બેઉ પગ બરાબર મુકેલા છે અને તેના શરીરનો કોઇ અવયવ (ભાગ)હીલવા પામતો નથી કે આમ તેમ નમતો નથી.

ત્યાર પછી તે નમાઝ શરૂ કરવાની દુઆ[1] પઢે છે. જેમાં તે પોતાના રબની પાકી અને સઘળી એબોથી બચાવ ને બયાન કરે છે. પછી તેની તારીફ કરે છે. તેનું નામ ઘણી ઇઝઝત અને મોટાઇની સાથે લઇને તેની શાહી મોટાઇ અને જબરૂત ને જાહેર કરે છે, તેના એક હોવાનો ઇકરાર કરે છે. તેને એમ સમજો કે બાદશાહોને કંઇ અરજ કરવી હોય તે પહેલાં તેના કેટલાક ઇલ્કાબ બયાન કરવામાં

૧ તે દુઆ આ છે:—સુબ્હાન—કલ્લાહુમ્મ વબેહમ્દેક વતબારકસ્મોક [illegible] લાઇલાહ ગૈરેક

આવે છે જેનાથી તેની મોટાઇ જાહેર થાય તેજ પ્રમાણે ખુદા આગળ અરજ કરતી વખતે તે વાતને ધ્યાનમાં રાખવામાં આવી. તો તકબીર જાણે કે ખુદા તઆલાના દરબારમાં હાજર થતી વખતેના અદબો બજાવી લાવવા સમાન છે. અને આ દુઆ અરજ કરવા પહેલાં ઇલ્કાબ બયાન કરવા બરાબર છે. તે પછી શેતાન ઇન્સાનની સાથે લાગેલો છે અને તે એજ ફીકરમાં મંડી રહે છે કે કોઇ પણ રીતે નમાઝીના દીલમાં વસવસા ઉતપન્ન કરી તેને ખુદા તઆલાથી અરજ કરવામાં દીલ લાગવા ન દે અને તેને પરેશાન કરીદે તેથી તેની દુશ્મનાવટથી બચવા સારૂ તે માણસ અઉઝો બિલ્લાહે મિન શ્શયતા નિરજીમ પઢે છે. એટલે "આ મરદુદ શેતાનની ખરાબીથી બચવા માટે અલ્લાહના આસરામાં આવું છુ." એ પ્રમાણે પોતાના દુશ્મન શેતાનથી બચવા માટે અલ્લાહની પનાહ માંગીને તેના દીલને મજબુતી મળી જાય છે. હવે ખુદાને આજીજી કરવાનો વખત આવી લાગે છે તેથી તે બિસ્મિલ્લાહિ રહમા નિરહીમ પઢીને સુરએ ફાતેહા પઢવા માંડે છે તે પઢવાથી હીકમત માલમ પડે છે તે એ છે કે પહેલાંતો[1] ખુદા તઆલાની નજદીકી હાસેલ કરવા માટે ઘણાજ ઉમદા વસીલાને બયાન કરીને બરકત હાસેલ કરે છે. અને તેનો તે મહાન વસીલો અલ્લાહનું મુબારક નામ છે, કે જે નામથી તેના સિવાય બીજું કોઇ ઓળખાતું નથી. અને નમાઝી તે વખતે પોતાને એવા મરતબામાં સમજે છે કે તેને એ વાતની ઘણીજ જરૂર હોય છે કે ખુદાતઆલા તેને પોતાની રહમત અને એહસાનના સદકામાં જાત જાતની નેઅમતો અર્પણ કરે કેમકે. આજ તે મરતબો છે કે તેમાં ખુદાની બખશાશોની ઉમેદ કરવામાં

---

૧ એ બિસ્મિલ્લાહીર્રહમા નિર્રહીમ પઢવાની હિકમત છે.

આવે છે. તેથી તે પોતાના પાલનકર્તાની તારીફમાં એ બયાન કરે છે કે તે રહમાન અને રહીમ એટલે બેહદ અને અતિશય રહમતવાળો છે. જાણે કે એ ઇશારો છે તેની દુઆ મકબુલ થવામાં ખુદાની સંપૂર્ણ અને સામાન્ય રહમતના સિવાય બીજું કોઇ સાધન નથી.

[1]પછી અલ્લાહ પાકની મોટાઈ અને તેની નેઅમતોની વિશાળતા ખાસ કરીને તેના પરવરિશ કરવાના એહસાન જે માણુસના પેદા થવાના વખતથી બરાબર તેના પર જારી છે તેનો વિચાર કરીને અલ્લાહ તઆલાની મહાન જાત જે ઉંચામાં ઉંચી તારીફને લાયક છે તેની તારીફ કરે છે, અને તેના સંપૂર્ણ એહસાનોના ગુણ બયાન કરવામાં લાગી જાય છે. તેમાં સર્વથી મોટું એહસાન એ છે કે ખુદા તેને નાસ થવાથી બચાવે છે અને જાહેરી તેમજ બાતેની રોજી તેનાપર બરાબર ચાલુ રાખીને તેની પરવરેશ કરે છે.[2] પછી એ જોઇને કે ઘણા લોકો તેની એ નેઅમતની અવગણુના કરે છે અને તેનો જોઇએ તેવો શુકર કરતા નથી, અને એ બીકથી કે કદાચ તેની પણ તે લોકોમાં ગણુત્રી ન થઇ જાય, ખુદા તઆલાની રહમતના તરફ દીલ લગાડીને આજીજી કરવા લાગી જાય છે. અને પોતાના પાલન કર્તાને રહમત વાળો કહીને એ વાતના તરફ ઇશારો કરે છે કે ઓ અલ્લાહ, તારી વિશાળ રહમતના સિવાય આ લોકોનો કોઇ બેલી થઇ શકતો નથી. અને એ [3]વિચાર કરીને કે કેટલાક લોકો એવા પણ જોવામાં આવે છે કે જ્યારે તેનાપર એહસાન કરવામાં આવે છે તો પહેલાંથી

---

૧ એ અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ્આલમીન પઢવાની હિકમત છે.

૨ આ અર્રહમાનિ ર્રહીમની હિકમત છે.

૩ આ માલેકે યૌમિદ્દીનની હિકમત છે.

એ વધુ મગરૂર થાય છે, અને જ્યાં સુધી તેમની સાથે ઇન્સાફથી કામ લેવામાં આવે નહિ, અને તેમને સજા કરવામાં આવે નહિ, ત્યાં સુધી તેઓ સુધરી શકે તેમ નથી, તેના જલાલના ગુણને એવી રીતે જાહેર કરે છે કે તે ઈન્સાફ અને બદલાના દિવસનો બાદશાહ અને માલેક છે. તો જેવી રીતે બંદાએ ખુદા તઆલાથી ઘણીજ ઉમીદ રાખવી જોઇએ તેવીજ રીતે એ પણ જરૂરી છે કે તેનાથી ડરતા પણ ઘણું જ રહેવું જોઇએ.[1] હવે નમાઝી પોતાના પરવરદિગારની સેવામાં તેની નેઅમતોના થોડા ઘણા શુકર રૂપી ઇબાદતને હાજર કરે છે. અને તેમ કરવામાં તે એ વાતની કાળજી રાખે છે. પ્રથમતો તે ઇબાદતનો હક અદા કરવામાં પોતાને અપૂર્ણ સમજે છે અને તેથી તે પોતાની ઇબાદતને પોતાના તે અલ્લાહને તેના ખરા અર્થમાં એક માનનારા બાઇઓની ઇબાદતની સાથે હાજર કરે છે જેમાંના ઘણાખરાઓએ ઘણાજ સાફ દીલથી પોતાની પુરી ઇન્સાની તાકાત ખરચ કરીને ઇબાદતમાં કોશીશ કરી છે. જેથી તે લોકોને લીધે બનવા જોગ છે કે તેની ઇબાદત પણ અલ્લાહના દરબારમાં મકબુલ થઇ જાય. બીજું તે એ સમજે છે કે મુશરેકોએ ખુદાની ઇબાદતમાં જેના સિવાય કોઇ ઇબાદતને લાયક નથી ઘણાઓને શરીક મુકરર કર્યા છે. તેથી તે પોતાની ઇબાદત હાજર કરતી વખતે એવી રીતે બયાન કરે છે કે જેથી એ વાત સાબિત થાય કે અલ્લાહના સિવાય બીજો કોઇ પણ ઇબાદતને લાયક નથી. પછી જ્યારે તે વખતે તેની નજર પોતાની હાલત પર પડે છે તે તે ઇબાદત અને તેનો શુકર અદા કરવાને પોતાને અતિશય કમજોર સમજે છે. અલબત, તે વખતે તે કંઇ કરી શકે છે જ્યારે ખુદા તેની મદદ કરે, તેના કામોને બરાબર બનાવી દે, તેના દીલમાં તેનો શોખ પેદા

---

૧ ઇય્યાક નઅબોદો વઇય્યાક નસ્તઈન.

કરી દે અને તેની બધા અડચણોને દુર કરી દે. અને એ વાત ખુદાનીજ કુદરતમાં છે તેથી તે ખુદાથી એવી રીતે મદદ માગે છે જેથી એ પણ સાબીત થઇ જાય કે ખુદાના સિવાય બીજા કોઇની મદદની તેને ઇચ્છા નથી.

[1]પછી એ વાતનો વિચાર કરીને કે ખુદાને તેજ કામ પસંદ આવે છે જે સત્યની સાથે કરવામાં આવે અને તેમાં કોઇ જાતની બે દીલી નહોવી જોઇએ તે ખુદા તઆલા પાસે સીધા રસ્તાપર ચલાવવાની દરખાસ્ત કરે છે. જેની મારફતે તેની ઇબાદતને મકબુલ થવાનો ઉંચો દરજ્જો મળી જાય. અને તે ફતેહમંદ થઇ જાય.

હવે લોકો ત્રણ જાતના જોવામાં આવે છે. કેટલાક [1] તે લોકો જેઓએ અકીદા (માન્યતાઓ) અને અમલ (કૃત્યો)ને લીધે સીધો રસ્તો મેળવી લીધો. અને એ રીતે તે લોકો મુરાદ સુધી પહોંચી ગયા અને કેટલાક [2] કામોમાં તો કેટલીક ખુદાના ગઝબને લાયક થઇ ગયા અને કેટલાકોએ [3] પોતાના અકીદાઓ ઠીક ન રાખ્યા અને એ રીતે સત્યથી વેગળા થઇ ગયા. તો નમાઝીને સીધા રસ્તાની માંગણી કર્યા પછી એ ખાહેશ પણ થઇ કે તે પણ તે લોકોના જેવા થઇ જાય અને જેઓ પોતાની માન્યતાઓ અને કામો બેઉને દુરસ્ત કરીને ખુદાની નેઅમતોથી માલામાલ થઇ ગયા જેથી તે પણ તે મારફતે તેમનાં નુરો અને ઇન્આમોથી ફેઝ હાસેલ કરીને ભાગ્યશાળી થાય એ ઉપરથી

---

૧ એ અહદે નસ્તેઆનતલ મુસ્તકીમ કહેવાની હિકમત છે.

(૧) એ સેરાતલ્લઝીન અન્અમ્ત અલૈહીમથી મતલબ છે.

(૨) એ ગૈરિલ મગ્દૂબે અલૈહિમથી મતલબ છે.

(૩) એ વલદ્દાલ્લિનથી મુરાદ છે.

એ ઇશારો પણ નીકળે છે કે માણસને માટે કોઇને કોઇ રસ્તો બતાવનાર હોવો જરૂરી છે. જે તેને સીધા રસ્તાથી વાકેફ કરે. અને નાફરમાન અને ગુમરાહોથી દુર રહેવાની લાલચ આપે'તો જાણે નમાઝી એમ કહે છે કે ઓ રબ, હું તને ખરા અર્થમાં એક માનનારા તે ભાઇઓની સાથે તારી પાસે તેમનો સીધો રસ્તો માંગું છું જેઓના ઉપર તેં તેમના અકીદા અને કામો બંન્ને દુરૂસ્ત હોવાના કારણે તેમના ઉપર તારી નેઅમતો ઉતારી. જેથી હમે લોકો પણ તેઓનાજ ટોળામાં દાખલ થઇને તેમની નેક સોબતની બરકતથી ફતેહમંદ થઇ જાઇએ. અને તે લોકોનાં રસ્તાથી બચેલા રહુ જેઓના ઉપર તેઓના દુષ્ટ કર્મો કરવા બદલ તું ગુસ્સે થયો. અથવા ખોટી માન્યતાઓને કારણે તેઓ સીધા અને સરળ રસ્તાથી ભટકી ગયા ઓ હમારા પરવર દિગાર હમોને તે લોકોથી બચાવેલાજ રાખજે. કંઈ હમે પણ તેજ મુસીબતમાં ન સપડાઇ જઈએ અને પછી હમોને પણ તેમની માફક નુકસાન ખમવું પડે. હવે તે દુઆ મકબુલ થવાની દરખાસ્તપર પોતાની એ દુઆને પુરી કરે છે. જેમકે એથીજ તે આ જગ્યાએ "આમીન" કહે છે. એટલે ઓ રબ, હવે હમારી દુઆ કબુલ કરી લે. કારણ કે તેં તારા રસુલ (સલ.) ની ઝબાનથી હમોને વાયદો કરીને ઉમેદવાર બનાવી રાખ્યા છે. અને તારીતો આદતજ છે કે દુઆ કરનારાઓની વાત ઘણી જલદી સાંભળી લીયા કરે છે. પછી જેમકે કાયદો છે કે જ્યારે ડાકટરથી કોઇ માણસ ઇલાજ કરાવે છે તો ડાકટર તેના માટે જે દવા મુકરર કરી આપે છે તેનો તે બરાબર ઉપયોગ કરે છે અને તેના હુકમ પ્રમાણે વર્તવાને તે જરૂરી સમજે છે તેજ પ્રમાણે અહીં પણ સમજો કે બંદાને ખુદાપાસે સીધા રસ્તાપર ચલાવવાની માગણી કરવી જાણે કે પોતાના ગેરવાજબી

કામો અને ખરાબ માન્યતાઓની બીમારી માટે અકસીર દવાની માગણી કરવા સરખું છે. તો ખુદા તરફથી તેના જવાબમાં એ ફરમાન મળે છે કે તમારો[1] ઇલાજ એજ છે કે તમે મારા કલામને પઢો અને તેમાંથી જેટલું બની શકે તેટલું પઢો. એથી તમારી બીમારી સારી થશે. કેમકે એજ કલામ એવી અકસીર દવા છે જેનાથી ફિસ્ક (દુષ્ટ કૃત્યો), શિર્ક, રિયા, તકબ્બુર, હસદ, કીનો, વગેરે સઘળા રોગોથી તંદુરસ્તી હાસેલ થાય છે. કારણ કે તેમાં પૂરેપૂરી રીતે દલીલો બયાન કરવામાં આવી છે. પુરીપુરી નસીહતો કરવામાં આવી છે. તો જો તમે તેને પઢશો તો તમોને તમારી બીમારીથી તંદુરસ્તી મળી જશે. અને તમારા રોગો મટી જશે. તેથી નમાઝી સુરએ ફાતેહા પઢી ચુકયા પછી જેનાથી તેણે પોતાની બીમારી બયાન કરી હતી, તે પોતાના મહાન ડાકટરની બતાવેલી દવાની રીતે કુર્આનમાંથી થોડું ઘણું તેના સિવાય બીજું કંઇ પઢી લીયા કરે છે. હવે તે દવાને વાપરીને એટલે કુર્આન મજીદમાંથી થોડું પઢીને તે પોતાની કમજોરી અને લાચારી પર નજર નાંખે છે અને તે દવાથી વાકેફ થઇને તથા તંદુરસ્તી હાસેલ કરીને તે પોતાને પોતાના માલેકનો મોહતાજ જુવે છે. અને એ પણ જુએ છે કે એ વાત ખુદા તઆલાના સિવાય બીજા કોઇના કબજામાં નથી. તો તે વખતે તે પોતાની જાહેર શીકલથી પણ પોતાની લાચારી બતાવવા માટે પોતાના માલેકની મોટાઇ બયાન કરતો જઇ તેના આગળ નમી પડે છે. અને એનેજ રૂકુઅ કહે છે. પછી તે તેજ હાલતમાં પોતાના સર્વથી મહાન માલેકની જે બધાથી બે પરવા છે અને જેના બધા મોહતાજ છે, પાકી બયાન કરે છે. અને એ રીતે પોતાની જાહેરી શીકલથી પણ આજેજી જાહેર કર્યા પછી એ

૧ સૂરએ ફાતેહાની સાથે સુરત પુરી કરવાની હિકમત.

વાત પણ કબુલ કરી લીધી કે તે પોતાના માલેકનો દરેક હાલતમાં મોહતાજ છે. તે તેની મોટાઇ અને જબરદસ્ત પણાની ઇઝઝત પણ કરી ચૂકયો. પછી નમાઝી પોતાના માલેકનો શુકર અદા કરવા સીધો ઉભો થાય છે જેણે તેને અકસીર દવા અર્પણ કરીને તેના ઉપર મોટું એહસાન કર્યું છે. અને પોતાના જીવને એવી રીતે સમજાવે છે કે જો કે તે ઘણોજ કમજોર અને અતિશય બેઇઝઝત છે અને તેનો માલેક ઘણોજ મોટો અને ઝબરદસ્ત છે, એમ છતાં તે લોકોની વાત સાંભળે છે અને તેમની દુઆ કબુલ કરે છે. અને જે માણુસ તેની તારીફ કરે છે તેને પણ તે સાંભળે છે, તેથી તે પોતાના દીલમાં સંતોષ હાંસેલ કરવા માટે સમે અલ્લાહો લેમન હમેદહ કહે છે. એટલે જે માણુસ ખુદાની તારીફ કરે છે તેને તે સાંભળે છે. અને પછી તે તેની તારીફ અને હમ્દ અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ કહીને રજુ કરે છે.

તે પછી જ્યારે તે એ વિચાર કરે છે કે ખુદાની નેઅમતો તો બેશુમાર અને બેહદ છે અને જોને છેવટ સુધીની ફરમાંબરદારી અને આજેઝી કરતો રહે તો પણ સેકડે એક હિસ્સાનો પણ શુકર અદા કરી શકતો નથી. તો જાણે કે તે પોતાની હાલતથી એ બયાન કરી રહયો છે કે ઓ મારા રબ, હું તો તારી નેઅમતો ના શુકર અદા કરવામાં ઘણોજ કમજોર છુ. અને તું સઘળી ચીજોથી બે પરવા છે. તો પછી હું કયા કામો કરૂં જેથી તારાં મોટાં મોટાં એહસાનોનો બદલો થઇ શકે. તારી શાન જે અતિશય ઉંચી છે હું હજાર કોશીશ કરૂં પણ હું બીચારો તે શું કરી શકું? તારા મુકાબલામાં હું જે કંઇ કરી શકું તે એજ છે કે અવયવો (શરીરના

ભાગો)માંથી જે ઘણોજ કિમતી અને ઇઝઝતવાળો છે અને તે મારો ચહેરો છે, તેને હું તારી મોટાઇ અને જલાલની ઇઝઝત કરવા માટે જમીન પર તારા આગળ મુકી દઉં જો કે હું સારી પેઠે જાણું છું કે તેથી તારી ઇઝઝત અને મોટાઇમાં તેથી કંઇ પણ વધારો થતો નથી. કેમકે તું બધા મોટાઓથી મોટો છે. તો તે પોતાના માલેકની ઇઝઝત કરવા 'અલ્લાહો અકબર' કહી તો સિજદામાં પડી જાય છે. અને પોતાની પેશાની તેની આગળ જમીનપર મુકી દેછે. અને સિજદામાં તે પોતાને ઘણીજ નીચી હાલતમાં જુએ છે. અને તેણે એ હાલત પોતાના માલેકના ઇઝઝતની ગરજથી ઇખ્તીયાર કરી છે જે બધા મોટા ઓથી મોટો છે તેથી તે સુબ્હાન રબ્બેયલ આ'લા કહેવા લાગે છે. એટલે મારો રબ જે બધી વસ્તુઓથી ઉંચ છે, તમામ એબોથી પાક છે. અને પછી એ વિચાર કરીને કે જો તે બધી ઉમર પણ ખુદા આગળ આજેઝી કરતો રહે તો પણ તેની ઇઝઝતનો પૂરેપૂરો હક અદા કરીને જવાબદારીથી મુકત થઇ શકતો નથી અલ્લાહો અકબર કહીને પોતાનું માથું સિજદામાંથી ઉંચકી લે છે. જાણે કે તે એ વાતના તરફ ઇશારો કરે છે કે તેની મોટાઇ અને મહત્વતા આગળ સઘળા લોકોની ઇઝઝત અને મરતબો કંઇ પણ ગણત્રીમાં નથી. તેનો કોઇએ તેવો હક કોઇ અદા કરી શકતું નથી. પછી સિજદાથી માથું ઉંચું કર્યા પછી તે જુએ છે કે મારી સીજદાની હાલત તો ઘણી જ મરતબા અને બુઝર્ગી વાળી હતી અને હજુ તો આ ઉંચા હેતુથી મારો મકસુદ તો મળ્યો જ નથી. અને એ પણ યાદ કરે છે કે શેતાને તો પોતાની બદબખ્તીને કારણે એક સિજદો પણ કર્યો ન હતો. ખુદાનો શુકર છે કે મને એક સિજદો તો નસીબ થયો. એવું સમજીને શેતાનથી વિરૂધ્ધ ફરીને તે મહાન દરબારમાં

પોતાના માલેકની મોટાઇ જાહેર કરવા માટે માથાને સિજદામાં મુકી દે છે. ત્યાર પછી સિજદામાંથી માથુ ઉંચકીને નમાઝની બાકીની ચીજો અને કામોને પૂરા કરવામાં લાગી જાય છે. અને ઉપર લખવામાં આવી તેજ રીતે, જેમાં જાતજાતની હિકમતો અને ભેદો જોવામાં આવે છે, પોતાની નમાઝને પૂરી કરવાના કામે મંડે છે. જો તે બધાનુ વર્ણન કરવામાં આવે તો વાત ઘણીજ લાંબી થઇ જાય. [1] પછી તે પોતાના જરૂરી કામોનો બંદોબસ્ત અને બાજી ઇબાદતોને બજાવી લાવવા તે આલીશાન દરબારથી બાહેર આવવા માટે તૈયાર થઇને ગુલામોની માફક અદબસર બેઝાનુ (નમાઝમાં બેસવાની રીત) બેસી જાય છે. અને પોતાના માલેકની હજુરમાં જે જમીન અને આસમાનોનો માલેક છે. "અ-તહી'યાતો લિલ્લાહે વસ્સલવાતો વ તય્યેબાતો" કહીને સલામ અરજ કરવા લાગે છે. બીલકુલ તેજ રીતે જે પ્રમાણે શાહી દરબારોમાંથી બહાર નીકળતી વખતે અદબો બજાવી લાવવામાં આવે છે. હવે નમાઝી જનાબ રસુલુલ્લાહ સલ લલ્લાહો અલૈહે વસલ્લમના મરતબાને યાદ કરે છે જેમની મારફતે તે આ આલીશાન દરબારમાંથી લાભ મેળવવાને ભાગ્યશાળી થયો છે તો હવે નમાઝી જનાબ રસુલુલ્લાહ સલ લલ્લાહે અલૈહે વસલ્લમ પર સલામ મોકલે છે અને આપના માટે રહમત અને બરકતની દુઆ કરે છે. એટલા જ માટે આ વખતે તે "અસ્સલામો અલૈક અય્યોહન્નબીય્યો વરહમતુલ્લાહે વબરકાતોહુ" કહે છે. પછી તેને એ ખાહેશ થાય છે કે જ્યારે ખુદાએ તેને આ ઇબાદતથી ફાયદા હાસેલ કરવાને નસીબવંત કર્યો છે તો તે તેને અને તેના મુસલમાન ભાઇઓને સુખચેનથી સહીસલામત રાખે. તો તે

૧ છેલ્લો કાએદો અને જે ચીજો તેમાં સામેલ છે તેની હિકમતો.

"અસલ્લામો અલૈના" કહીને આ ખ્વાહેશને તે ખુદાની હજુરમાં જાહેર કરે છે. પછી તે પોતાના તે ભાઇઓને યાદ કરે છે જેમની ઇબાદતની સાથે મેળવીને તેણે પોતાની ઇબાદત કબુલ થવાની ઉમેદથી ખુદાના દરબારમાં હાજર કરી હતી. અને તેથી તેમનો હક તેના ઉપર કેટલેક દરજ્જે ખાસ કરીને સાબેત થયો હતો તેથી ખુદાએ જે કંઇ નેઅમતો તેમને આપી હતી તેમને માટે પણ કાયમ રહેવાની દુઆ કરે છે. અને "વઅલા ઇબાદિલ્લાહિસ્સા લેહીન" વધારી દે છે. પછી જાણે એ વાત તેની નજર આગળ થઇ જાય છે કે નેઅમતોનો ખરેખરો દેનાર તો ખુદાતઆલા છે. અને તે ભલાઇ સુધી જેમની મારફતે પહોંચ્યો છે તે હઝરત મોહંમદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની જાત મુબારક છે. પછી ખરા દીલથી એ વાતની ગવાહી આપે છે કે ખરો માબુદ (ઇબાદતને લાયક) અલ્લાહ છે અને તે એકજ છે. અને પોતાની કલેમાની આંગળી ઉંચકીને તેનાજ એક હોવાના તરફ ઇશારો કરે છે. જેથી એતેકાદ (શ્રધ્ધા,) કોલ. (વાચા), અને ફેઅલ (કૃત્ય) એ સઘળી રીતે ખરેખર અલ્લાહને એક માનનાર થઈ જાય. અને એમાં એ ઇશારો પણ જોવામાં આવે છે કે માબુદીયત (ઇબાદતને લાયક હોવું) ની રીતે તેના એકલાનોજ વિચાર આવી શકે છે, જે એહસાન અને ઇનામ દેવાના એતેબારથી પણ એકલોજ હોય. ત્યાર પછી મોહંમદુર્રસૂલુલ્લાહ સલલલ્લાહો અલૈહે વસલ્લમ ને માટે ખુદાની અબુદીયત (બંદા હોવા) ની જે ઘણોજ સંપૂર્ણ મરતબો છે અને રીસાલત (રસુલ હોવા)ની જે ઘણોજ ઉમદા દરજ્જો છે ગવાહી આપે છે. અને "અશહદો અલ્લાઇલાહ ઇલ્લલ્લાહો વઅશહદો અન્ન મોહંમદન અબ્દોહુ વ રસૂલોહુ" કહે છે. હવે તેનું વલણ એ વાતની દુઆ તરફ થાય છે કે ખુદા મોહંમદુર્રસૂલુલ્લાહ

સલલ્લલ્લાહો અલૈહે વસલ્લમ અને આપના કુંટુંબવાળાં પર લોકોને સીધો રસ્તો બતાવવાના બદલામાં રહમત અને બરકત ઉતારે જેવી રીતે ખુદા તઆલાએ ઇબ્રાહીમ અલૈહિસ્સલામ અને તેમના ઘરવાળાંઓપર પહેલાના લોકોને સીધો રસ્તો બતાવવાના બદલામાં રહમત અને બરકત ઉતારી હતી. અને એ વિચારીને કે દુનિઆની હોય કે આખેરતની હોય બધી જરૂરી વસ્તુઓમાં તે ખુદાનાંજ મોહતાજ છે, તેથી પોતાની હાજતોની પણ માગણી કરે છે. હવે એ વાતનો વખત આવી લાગે છે કે આ આલીશાન દરબારમાંથી બાહોર નીકળીને બીજી ઇબાદતોને અદા કરવામાં મશગુલ થાય અને પોતાની ખાવા પીવા, રહેવા વગેરેની ફીકર કરે જે કે ખુદાએ તેના માથે ફરજ કર્યું છે. કેમકે તેણે આ દુનિઆનો એજ કાયદો મુકરર કરી રાખ્યો છે કે સઘળી વસ્તુઓના કંઇને કંઇ કારણો હોય છે. અને તે ચીજો પોતાના કારણથીજ હાસેલ થયા કરે છે. તેથી તે એ દરબારથી એવી રીતે જુદો થાય છે કે પોતાના દીલને તેના તરફજ રહેવા દે છે અને ફક્ત પોતાના મોંહને આમતેમ ફેરવી લે છે. જાણે કે તે પોતાની હાલતથી એ વિષયને અદા કરે છે જો મને જરૂરી કામ ન હોત તો આ આલીશાન દરબાર જેની અંદર જુદી જુદી ઇબાદતોથી ફાયદાઓ હાસેલ કર્યા હતા તેનાથી કદી જુદો પડત નહિ અને તેની જુદાઇની તકલીફ ઉઠાવત નહિ. અને તે ઇબાદતો ખુદાને યાદ કરવું, તેનાથી દુઆ માંગવી, તેની ઇઝ્ઝત કરવી, તેના આગળ રૂકુઅ, સિજદા કરવું, આજેઝી અને નમ્રતાથી વર્તવું વગેરે છે. હવે તે પોતાના મુસલમાન ભાઇઓ અને ફિરિશતાઓના તરફ જેમના તરફ આટલીવાર સુધી તેણે ધ્યાન આપ્યું ન હતું—"અસ્સલામો અલેકુમ વ રહમ તુલ્લાહ" કહીને ધ્યાન આપે છે.

[1]નમાઝમાં ઘણાજ ફાયદા જોવામાં આવે છે તેથી નમાઝ છોડવાને શરીઅતમાં ઘણો મોટો ગુન્હો ગણવામાં આવ્યો છે. તેના છોડનારની ઘણી સખ્તીથી વિરૂદ્ધતા (મુખાલેફત) કરવામાં આવી છે. અને તેને દુનિયા અને આખેરત બેઉમાં ઘણી મોટી સજાને લાયક ગણવામાં આવ્યો છે. એટલે સુધી કે નમાઝના છોડવાના કામને પણ કુફરની નિશાનીઓમાંથી ગણવામાં આવ્યું છે જેવી રીતે બરાબર નમાઝ પઢવાના કામને ઇમાનની નિશાનીઓમાંથી ગણવામાં આવ્યું છે. એથી તે લોકોની નાદાની ઘણી સારી રીતે જાહેર થઇ જાય છે જે નમાઝના વિષે બેપરવાઈ કરે છે, સુસ્તીએ તેમને ઘેરી રાખ્યા છે. અથવા શેતાન તેમના દીલોપર પુરો કાબુ મેળવી ચુકયો છે, જેથી તેમને નમાઝની ખરેખરી ખુબી માલમ પડતી નથી. અસલ મગજને છોડીને ઉપલી છાલને લઇ બેઠા છે. અને પોતાની નાદાનીના કારણે તેને છોડી મુકવાના વાહીઆત કારણો શોધ્યા કરે છે. અને ગેરવાજબી બહાનાઓ કાઢયા કરે છે. કેટલાક બેવકુફો કહે કે "જી ! હમારા રબને હમારી આળસની શું પરવા છે ? તેને હમારી નમાઝની જરૂરતજ શું પડી છે ?" તે બેવકુફોને કોઇ એમ તો કહે કે "હા અલબત તમારો રબ બધી ચીજોથી બે પરવા છે તો શું ઓ નાદાનો તમે પણ બધી વસ્તુઓથી બે પરવા થઇ ગયા છો ? શું જે ફાયદાઓ નમાઝ પઢવાથી હાસેલ થાય છે. તેમની તમને કંઇ ગરજ બાકી રહી નથી ? શું તમને એ પણ ખબર છે કે ખુદાએ પોતાના ફાયદા માટે નમાઝને

---

૧ નમાઝના ફાયદા, અને જે લોકો તેથી દુર રહે છે અને તેના ફાયદાથી અભાગ્યા રહે છે તેમને ખોફ આપવો તથા તેમના વાહીઆત બકવાસનો માકુલ જવાબ.

રદી પણ મુકરર કરી નથી ? તેનો મકસુદતો એ છે કે નમાઝ પઢીને તમે બે શુમાર ફાયદા હાસેલ કરીને ખુશ કીસમત થાવ. વારૂ હમે તમોને પુછીએ છીએ કે શું તમોને સારી રીતભાત હાસેલ કરવાની જરૂરત રહી નથી ? શું તમે તમારા રબને યાદ કરવાથી બે પરવા થઇ ગયા છો ? અથવા તમે એમ સમજો છો કે તેના આગળ નવેસર તોબા કરવાની અને તેની ફરમાંબરદારીની આદત પાડવાની હાજત તમને રહી નથી ? ઠીક બીજું કંઇ નાહ તો શું તમોને તે ફાયદાઓની પણ દરકાર નથી! જે તમોને નમાઝને બાને બીજા મુસલમાન ભાઇઓની સાથે મેળાપ થવાથી મળે છે ? તેમ થવાથી એક બીજામાં મોહબ્બત વધે છે, હમદર્દી કાયમ થાય છે. અને એ ઉપરાંત પણ ઘણા લાભો થાય છે હું તો કોઇપણ રીતે વિચાર કરી શકતો નથી કે તમે એ બધી વાતોથી બે પરવા થવાને કબુલ કરશો. અથવા જો તમે હટધર્મીપરજ કમર કસીલો અથવા તમારી નાદાનીથી તેને પણ કબુલ કરી લો તો વાતજ જુદી છે. તે વખતે તો તમારી કોઇ વાતનો જવાબ દેવાને કે ઇન્સાનોમાં તમારી ગણત્રી કરવાને તમને લાયકજ સમજી શકતો નથી. તે વખતે તો તમારી હાલત બીલકુલ તે બીમાર માણસોના જેવી છે જેમને કોઇ ખેરખાહ દાકટર કોઇ ફાયદાવાળી દવા બતાવીને તેને વાપરવાનો હુકમ કરે છે, અને તે લોકો દાકટરને એમ કહીને દવા પીવાની ના કહે છે કે સાહેબ હમે દવા પીશું તેથી આપને શું લાભ ? આપને તો તેની બીલકુલ જરૂર નથી. જો કે એ વાત તદ્દન ખરી છે કે દાકતરને તે દવાની કંઇ જરૂર નથી. પણ શું કોઇ સમજદાર માણસ એ વાતને પસંદ કરી શકે છે કે તે બીમાર માણસોને પણ તેની જરૂર નથી ? કે તેઓ પણ તેથી બેપરવા થઇ ગયા ? કદી

નહિ. એથી સાફ એજ સમજવામાં આવશે કે બીમારીના કારણે તેમની અકક્લ ગુમ થઇ ગઇ છે. અને નકામો બકવાસ કરી રહ્યા છે."

નમાઝ છોડી મુકીને તેના ફાયદાઓથી અભાગ્યા રહેનારાઓને એ પુછવું જોઇએ કે "તમે નમાઝ કેમ નથી પઢતા? જો તમે એટલા માટે પઢતા ન હોવ કે તમારા માનવા પ્રમાણે તે ના પાડવાને લાયક છે અને તમારી ફાસેદ અક્કલમાં તે ખરાબ માલમ પડે છે, તો સમજી લો કે એવા માણુસને માટે શરીઅતે મોહંમદીનો એ હુકમ છે કે તે કાફર થઇ જઇને ઇસ્લામ મઝહબ (ધર્મ) થી જુદા પડી જાય છે. જો તેમ જ હોય તો નમાઝ વિષે તમારી સાથે વાત કરવી વાજબીજ નથી. કેમકે કુફરથી બીજો કયો ગુન્હો મોટા હશે? બલ્કે તે વખતે તો તમારી સાથે એજ ખેરખાહી છે કે તમોને નવેસરથી મુસલમાન બનાવવામાં આવે, અને તમારી પાસે એ કૂફરથી તોબાહ કરાવવામાં આવે. અને જો સુસ્તીને લીધે તમે નમાઝ છોડવાની આદત કરી રાખી છે તો, તે ઘણી જ બેશરમીની વાત છે. એવી આદત શું કામની? જો તમારામાં જરાપણ અકકલ હોય તો જરા વિચારો તો ખરાકે રાત દિવસ થઇને ચોવીસ કલાક થાય છે. તેમાં તમારા દિલની બધી ઇચ્છાઓ પુરી કરો છો. જાતજાતની મઝાઓ હાસેલ કરો છો. બધા દુનિયાના કારભારોમાં લાગી રહો છો. તો શું ફકત નમાઝ એવી અઘરી ચીજ છે જે તમારાથી અદા થઇ શકતી નથી? જો કે તેમાં ઘણો વખત પણ ખરચ થતો નથી. બધી નમાઝોમાં થઇને એક કલાક કે વધારેમાં વધારે બે કલાક ખરચ થશે. તો શું એજ અકકલમંદી અને ઇન્સાફની વાત છે કે બાવીસ કલાક સુધી દુનિયાના મકસુદો અને લીઝઝતો હાસેલ કરવા પછી ફકત એક બે કલાક ખરચ કરીને હંમેશાના ફાયદ હાસેલ

કરવાથી બેનસીબ રહો. અને તમારી આળસને લીધે એટલીવાર પણ ઇબાદત કરી નથી જે રાત દિવસના દશમાં ભાગથી પણ થોડી અને ઓછી છે.

ઠીક, તો બતાવો કે શું તમે તમારી સાથે એવીજ બેરબાહી કરો છો ? એજ તમારી અકલનું પરિણામ છે જેના સંબંધી તમે દાવો કરીને કહયા કરો છો કે તે બરાબર ઠીક સમજે છે ? અને એનીજ મદદથી સીધો રસ્તો માલુમ કરી લેવાને તમારો મોટો દાવો છે ? જ્યારે તમે તમારી પોતાની સાથે ખીચાનત અને દુશ્મનાવટ કરતાં અટકતાં નથી તો તમારાથી ભલાઇની ઉમેદ કોણ રાખી શકે છે ? અને જો તમે સત્તાવાળા થઇ જાવ તો તમારાથી ઇન્સાફની આસા કોને થઇ શકે છે ? અને જો તમે હમારી સાથે વેપારી રીતની લેવડ દેવડ કરો તો તમારી આવી બેવકુફીપર તમારી દીયાનતદારીનો કોને ભરોસો થઇ શકે ? અને જ્યારે તમે દીને ઇસ્લામના એક મોટા રૂકન(સ્તંભ)ને તોડી પાડયો છે તો મુસલમાનો તમને પોતાના ભાઇઓ તરીકે કેવી રીતે લેખી શકે ? ખુદાતઆલાએ નમાઝની ઘણી તાકીદ કરી છે તો પછી તમે નમાઝને માટે તેના આગળ શું બહાનું કહી શકશો ? કુરાન શરીફમાં તેને અદા કરવા માટે વારંવાર ફરમાવવામાં પણ આવી ચુકયું છે. તમોને તમારા પેગંબર(સલ.)થી પણ શરમ નથી આવતી જેઓએ ફરમાવ્યું હતું કે નમાઝમાં મારી આંખોને ઠંડક મળ્યા કરે છે. ખુદાની કસમ તે લોકોથી ઘણીજ નવાય લાગે છે જે ઇસ્લામના તો ઘણા જોર જોસથી દાવો કરે છે અને નમાઝ પઢવામાં તેમનો જીવ નીકળે છે. અને ખરેખર તે લોકો કંઇ એવા અણુસમજ નથી. દુનિઆના કારભારમાં તો માલમ પડે છે તેમના જેવા કોઇ અકલમંદજ નથી. ઘણા મોટા અભિપ્રાય ધરાવતા હોય

એવા માલમ પડે છે. પરંતુ જ્યાં નમાઝનું બયાન કરવામાં આવ્યું કે બાળકોના જેવી વાતો કરવા લાગ્યા. તે વખતે તેમની બધી અકલમંદી જતી રહે છે નમાઝના ફાયદા તેમની નજરમાં નથી આવતા. આંખો પર પડદાં પડી જાય છે. મારી સમજમાં તો તેનું કારણ એના સિવાય બીજું કંઇ આવતું નથી કે ખાસ કરીને તેમને નમાઝના સંબંધમાં ખાસ જાતનું દીવાનાપણું થઇ ગયું છે. અને એમાં શું નવાય છે? ગાંડપણ (દીવાના પણું) ઘણી જાતના હોય છે. તો એક જાત એ પણ સહી.

મને તે લોકોની હાલતથી ઘણી શરમ લાગે છે જે કહેવામાં તો ઘણા અકલમંદ સમજવામાં આવે છે અને જ્યારે તેમની સાથે બેસનારા લોકો નમાઝ પઢવા ઉભા થાય છે તો તે લોકો નમાઝથી એવા ગભરાય છે જેવો લાહવલાથી શેતાન નાસે છે, એવી અકલ પર આવી હલકાઇની વાતો! શરમ! શરમ!

એવા નાદાનોની સમજમાં શું એટલું પણ નથી આવતું કે જો કોઇ મુસલમાન તેમને એવી હાલતમાં જોશે તો શું કહેશે? જો તેને તે કાફિર ન સમજશે તો ફાસેકતો જરૂર ગણશે. તેની નજરમાં તેની શું કદર રહેશે? એજ સમજશે કે આ માણસ ઘણા કમજોર અકીદાનો છે તેનું ઇમાન ઘણુંજ કમજોર છે તે કદી પણ એને લાયક નથી કે તેની શાક્ષી (ગવાહી) કબુલ કરવામાં આવે. કે તેને ઇન્સાફી સમજવામાં આવે તદ્દન અદના દરજ્જનો મુસલમાન છે.

શું તમે એ સમજો છો કે તેને તેની આ શરમ કરવા લાયક હાલતની ખબર નથી? તેને તો બધી ખબર છે. પણ વાત એ છે કે કમબખ્તીએ તેમને ઘેરી રાખેલા છે. શેતાને પોતાના રમકડાં બનાવી

રાખ્યા છે. મરજીમાં આવે તેવી પટ્ટી પઢાવે છે. એવા બે ફીકર માણસે સમજી રાખવું જોઇએ કે તેના મુસલમાન ભાઇ કોઇ કારણથી જો તેની નાલાયક સ્થિતિ ઝબાનથી જાહેર કરતા નથી તો શું થયું ? દીલમાં તો તેઓ તેને ઘણોજ બુરો સમજે છે. જો તેમને કોઇ મોકો મળે તો ઘણાજ ખરાબ શબ્દોમાં તેનું બયાન કરે. અને વધુ નહિ તો એટલું તો જરૂર કહે કે એ નમાઝ, કમજોર ઇમાનનો છે. એ ઘણીજ અફસોસની વાત છે. એવા માણસની હાલત પર તો " ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલેહે રાજેઉન " પઢવું જોઇએ. ( હમીદીયા પરથી ) ફકત. ૨૩ ઝીલહજ ૧૩૪૧ હી. ગુજરાતી તરજુમો જમાદીઉલ અવ્વલ ૧૩૪૮ હી.





: મુદ્રક :

અબ્દુલ્લાહ
ફખરૂદ્દીન
સૈયિદ

મુદ્રણસ્થાન:—
મુસ્લિમ-ગુજરાત
પ્રેસ, સુરત.